આનંદના ઠગબા

# આનંદના ઠગબા

અને

# વાંઢાનાં વલખાંની

## વિભુને વિજ્ઞપ્તિ.

રચી છપાવી પ્રસિદ્ધ કરનાર.


**મેહેતા ત્રિભુવનદાસ નારણજી.**

રાયપુર ભાઉની પોળ— અમદાવાદ.



આવૃત્તિ બીજી - પ્રત ૫૦૦૦ - સં. ૧૯૬૬

કિંમત રૂ. ૦-૧-૦

અમદાવાદ-પીરમશાના રોજા પાસે શ્રી સત્યસાગર પ્રીન્ટીંગ પ્રેસમાં પટેલ પોચાભાઈ ચકુભાઈએ છાપ્યું.

અમમેલડી લઈ વેલડીમાં, જો નથી ઘર આવીયો,
વરમાળ રોપી કંઠમાં, નથી લાવ રૂડો પામીયો;
ફુલ દડે ચોટે રમીને, જો નથી આવ્યો ઘરે,
મુગ્ધા તણી દુગ્ધા રહી, આ જગતમાં સુજને ખરે. ૩

નમેળ છંદ.

આહાણું વાળી આંગણે, ઇશ્વર મ્હેં આણી નથી,
મુખવાસો મુજ કારણે, લાવેલી જાણી નથી
મુખડાને મલકાવતી, અણુસારો આપે દઇ,
લટકે ચટકે ચાલતી, ઘરમાં નજરે ના ગઇ ૧
આ શું ઓચ્છી આપદા, ઉર મ્હારૂં નાં ઉછળે;
કો, કો, સજ્જન વાંચકો, ભડકે મનડું ના બળે. ?
આ દુઃખો જઇ ક્યાં કહું, રમણિને જઇ ક્યાં મળું. ?
દાર અભાવે આ જગે, બળતોને બળતો ફરૂં. ૨

હરીગીત છંદ

શ્રૃંગારથી ભરપૂર શ્રૃંગી, નયણથી ન્યાળી નથી.
એ કંઠ‍પે નાખી હાથને, હે નાથ હું ઉભો નથી;
કણી ચમા ટૌકારનો, વિયોગ તો ભરપૂર છે,
મુગ્ધા તણી દુગ્ધા રહી, આ જગતમાં સુજને ખરે. ૧

ઝાંઝર તણા ઝમકારને, ચમકાર કરતી દામની.
ભાળી નથી આ ભવ વિષે, મન માનતી વામાંગની;
વિયોગનો સંયોગ થાયે, ક્યાં હરે છાતી ઠરે,
મુગ્ધા તણી દુગ્ધા રહી, આ જગતમાં મુજને ખરે. ૨
ઝીણા સ્વરેથી ગાન કરતી, હાસ્ય વદને બોલતી,
ગાંભીરને ગુણું દય પ્રિયા, દેખી નથી શિર ડોલતી;
શૃંગાર ભૂષણ કોઈ દિને, માગતી ના મુખ અરે,
મુગ્ધા તણી દુગ્ધા રહી, આ જગતમા મુજને ખરે. ૩
આવી પલંગે શયન વેળા, જોડલે સૂતી નથી,
હું હું તમે ઉંઘી ગયા, એમ વદનથી બોલી નથી;
વળી ખાંસીયાથી વાત વદી, ચાંપ્યા ન ચરણો જો અરે,
મુગ્ધા તણી દુગ્ધા રહી, આ જગતમાં મુજને ખરે. ૪
છાતીએ ચાંપી અને, ચુંબન અધરનું નથી કર્યું,
ચોળીને સ્નેહે ભીંજવી. હૈયું નથી મ્હાઈ દયુ;
* * * * * * * * * *
મુગ્ધા તણી દુગ્ધા રહી, આ જગતમા મુજને ખરે. ૫
રંધાવી રહું રાંધણું, હાથે ન એને હું જમ્યો,
ખખડાવતી કર બંગડી, રાજી ઉરે હું નથી થયો;
વામાંગની વિણુ વચન મ્હારી, જાયશે વદી જો અરે,
મુગ્ધા તણી દુગ્ધા રહી, આ જગતમાં મુજને ખરે. ૬

અમીન થઇને બ્હારથી, આવ્યો અરે ઘર માહરે,
તવ પ્યારીએ વારી કરી, ઝારી ન આપી ત્યાહરે;
અરરર ! આવા ઉરડક.થી, છાતી દુઃખડે ભિભરે,
મુગ્ધા તણી દુગ્ધા રહી, આ જગતમાં મુજને ખરે. ૭

### એકત્રીસા સવૈયા.

ઉદાસ મનડું દેખી મ્હારૂં, કહ્યું ન સ્વામી શું છે દુઃખ ?
ઢીલા થઇને રવાને બેઠા, કોમળ તે કરમાવી મુખ ?
ઊંડ બાજી બોઝ બેસી, ધીરજ નવ આપી તલભાર,
મુગ્ધાની દુગ્ધા છે મનમાં, આ.જે મ્હારે અપરમપાર. ૧

### હરિગીત.

ચૌટે જતાં પાણી ભરી, નથી કરતની સ્હામી મળી,
ઉભી ન આડું જોઇને, જો તે સમય ખાંસી વગી;
કટાક્ષ કરતી ઘુંઘટે, પડતી નથી નજરે અરે,
મુગ્ધા તણી દુગ્ધા રહી, આ જગતમાં મુજને ખરે. ૧
કટી કેસરી લળકાવતી, દેખી ન ફરતા ફુંદડી,
વળી પિક રવે ગવરાવતી, સાહેલીઓમાં સુંદરી;
હાય ! ચસડે લોભાવી મનડું, ના અરે મ્હારૂં હરે,
મુગ્ધા તણી દુગ્ધા રહી આ જગતમાં મુજને ખરે. ૨
એકાંતમાં બેસી અને, નથી વાત કરી મેં એ જરી;

વળી ત્રિનિત્રિને સાત કરતી, નાગ નિજ નથી આપતી;
હું ત કહું તે કાણે અંતર વિષે દીનનીશ અરે;
મુગ્ધા તણી દુગ્ધા રહી, આ જગતમા મુજને ખરે. ૩
પુછયું ન દરદે પાટલે, આવી અને શું થાય છે,
ખાવા તાઝું સ્વામી કહો, શું મન આજે થાય છે;
શીરો કરૂ, પુરી કર, કાંજી કુર કે ભાતરે,
મુગ્ધા તણી દુગ્ધા રહી, આ જગતમાં મુજને ખરે ૪
ગામ કે પરગામ જતાં, કહ્યું ન વેહેલા આવજો
ખાવા અને પીવા તણી, કંઇ વસ્તુ ત્હોરી લાવજો;
નહીં ગોઠશે ઘડી એક એવું, વદી ન મુખડે નારરે
મુગ્ધા તણી દુગ્ધા રહી, આ જગતમાં મુજને ખરે. ૫
ગમન કરતાં દેશમાં કકળાટ, વાંસે ના કર્યો,
તેડાવવાને પત્ર લખી, મુજને કરે ત્યાં નવ ધર્યો,
વળી વાટડી ના જોઇ ત્હારી, અકળાઇને ઘર નારરે,
મુગ્ધા તણી દુગ્ધા રહી, આ જગતમાં મુજને ખરે. ૬

મનહર છંદ.

અહો નિજ વેશ્યાઉર, દયા લાવી લેગ મારા,
માટે નારી મેલી એક, કહું કેમ મળી તે ?
ગરથી ગુણાળી વળી, રૂડીને રૂપાળી હીક,

મારા જેમ જોઇએ તેવી, જોતાં તને જડી નૈ?
પ્રમાદે પ્રેરાણો કથે, નિંદમાં ઘેરાણો નાથ,
જેથી મારા દિન તણી, ઉર વાત ચડી નૈ?
દારને બનાવવાની, માટીનો દુકાળ પડ્યો,
તેથી નલપુર માટી, જોતા તને જડી નૈ?

દોહરા.

અધોગતિ વણુ ઓએ, કીધી મારી દશ,
તે ટાળી ઉર્ધ્વ ગતિ, જલદી કર જુગદીશ.

મનહર છંદ.

નથી લાકડીથી માર્યો, નથી મુખે દીધો દારો,
નથી ચોપડેલો ગારો, કદી પ્રભુ (મારા) હાથથી;
નથી ભજનમાં ભુલ્યો, નથી નામ લેતાં ડુલ્યો,
ખોટી ફજેતીથી ખુલ્યો, (મારા) વાલા કોઇ વાતથી.
નથી અવગુણ ગાયા, નથી લુંટી લીધી માયા,
નથી કવખોડી કાયા, આંખ, જીભ, જાતથી;
છતાં રે દયાળુ પ્રભુ, વાંઢો મને કેમ રાખ્યો;
જનમ ઉત્તમે દઇ, વિશ્વાસ ઘાતથી.

દોહરા.

જ્યાં નવ જોઇએ એક ત્યાં, કીધાં લાટમ લાટ;
મા'રે જોઇએ ત્યાં નથી, કેવો તારો ઘાટ?

### હરિગીત.

કૂટશે, કોણ પીટશે, વળી કોણ ખૂણો પાળશે ?
મોકાણીયાને મૂખડે સુખ, કોણ સામી વાળશે ?
હાય લઇ ધડાકા છાતિયે, ખાસે પછાડી કોણ રે,
મુગ્ધા તણી દુગ્ધા રહી, આ જગતમાં મુજને ખરે. ૧૭
હાલ્યો નહિ માલ્યો નહિ, શ્યામા તણા હું સુખથી,
રાજી થયો નહિ ઉર વિષ, પર નાર ન્યાળી મુખથી;
વ્હાલા વિભુ આ વિનતિને, વ્હાલથી કરણે ધરે,
મુગ્ધા તણી દુગ્ધા રહી, તે સર્વથા પુરી કરે. ૧૮

### દોહરા.

આકંદ મારૂં ઉર લે, કરૂણાળુ કિરતાર,
કંચન જેવી કાયની, રમણીક આપે નાર;
નાર નહિ પરણાવતો, આનંદ લૈને ઉર,
છેવટ હું પોતા થકી પરણીશ નાર જરૂર.

### હરિગીત.

ચોરી કરી આડી અમે, એ વાંસનીમાં પોઢશું,
હાં ! તરણુ તે પર પાથરી, ઉપરણી રૂડી ઓઢશું;
નરનારના સમુદાય સુણે, ગીતડાં ગવરાવશું,
ચિતા વરીશું સુંદરી, સહુ જાનને નવરાવશું.

### સાખી.

વરસો ચુંમાળી થયાં, તદપિ ન મળી નાર
ઉબરો કાઢયો જે થકી, ઉરથી આજે બ્હાર.

## સુચના.

પ્રિય સજ્જનો ! ! !

આ રૂડા રાજ્યનગરની હુર્ં .ઘેલી અને ર-
રક થયેલી પ્રજાએ આ પુસ્તકને માનથી વધાવ
મુદતમાં સારો આશ્રય આપી તમે ઉપકાર તળે
તેવી રીતે આ બીજી આવૃતિમાં લેશો એવી આ

આ પુસ્તક જન સમુદાયને અતિ ઉપયોગ
અને આનંદમાં ઓર વધારો કરશે એવી ર
આ આવૃતિમાં કરવામાં આવી છે.

જથાબંધ ખરીદનારને માટે પચાસ ટકા કમીશ-
ન આપવામાં આવશે.

લી.

તોળાં, ખત લખી આપી જીંદગી.

ગાળનાર.

**મેહેતા ત્રિભુવનદાસ નારણજી. કવિ.**

ઠે. રાયપુર ભવની પોળ ઘર નંબર ૮૮૪ અમદાવાદ.